# મોક્ષમાળા યાને ઉભાં

# ભજન-સંગ્રહ

ભાગ ૧ લો.

સંસોધન કરનાર જયરામ મોઠાભાઇ માસ્તર

મુ. દીવા તા. અંકલેશ્વર.

દેશાઇ બ્રધર્સની ફા૦ માટે છપાવી પ્રસિધ્ધ કરનાર

મગનલાલ છગનલાલ દેશાઇ

દેશાઇ બજાર—ભરૂચ.

પ્રત ૨૦૦૦ બીજી આવૃત્તિ

સને ૧૯૨૩ સંવત ૧૯૭૯

કિંમત રૂ. ૦-૨-૦ છુટક

સુરત શ્રીમડાચોકમા આવેલા ધી "સુદર" પ્રીન્ટીંગ

પ્રેસમા શા. વીઠુલદાસ કીકાભાઇએ છાપ્યું.

# પ્રસ્તાવના.

પ્રિય બંન્ધુઓ ! હાલના સમયમાં ભક્તિરસ સર્વે ઠેકાણે ફેલાઇ રહયો છે, તેથી દરેક શહેરે શહેર અને ગામે ગામમાં ભજન મંડળીઓ થઇ તેમાંના કોઇ કોઇ માણસને ઘણાં ભજન (ઉભામાં) કંઠાગ્ર નથી તેથી તેઓને સુગમતા પડે માટેજ આ ઉભા ભજનમાં ગવાતા કેટલાંક ભજનનો હમે સંગ્રહ કર્યો છે, તેમાં ભુલચુક હોય તો સુજ્ઞ બંન્ધુઓ ક્ષમા આપશો એવી આશા છે. રાગ જાણીતા હોવાથી રાખવામાં આવ્યા નથી જે જે કવિનાં બનાવેલા ભજન આ ચોપડીમાં લેવામાં આવ્યાં છે, તેઓનો હું અત્યંત આભારી છું, શાન્તી ! શાન્તી !! શાન્તી!!! આશ્વની વદ ૦)) ને રવીવાર

લી૦ પ્રકાશક.

સુરત

લીમડાચૌકમાં આવેલા ધી "સુંદર" પ્રીન્ટીંગ
પ્રેસમાં શા. વીઠુલદાસ કીકાભાઇએ છાપ્યું.
કે જે પ્રેસમાં મનપસંદ, મુદતસર અને સસ્તું
કાંમ થાય છે.



## સ્તુતિ ૧

જય ગીરજા સુત ગણુપતિ દેવા.
ભકતો પ્રેમે કરે સ્તુતિ સેવારે —ગીરજા.
પુષ્પ ચડાવુંરે ચંદન અર્ચીત.
મોદીક મીઠાઇ મેવારે; —ગીરજા.
ધુપ દીપ આરતી પુષ્પ પાંજલી
આશિષ આપની લેવારે; —ગીરજા.
મુરક વાહનપર સ્વારી રે શોભે
સીંદુરેકરૂં હુંજ સેવારે; —ગીરજા.
સુર સમાજમાં પ્રથમ પુંજાએ.
સેવે કરી હુંજ સેવારે; —ગીરજા.



## સ્તુતિ ૨

જય ગણપતિ, સિદ્ધિ બુદ્ધિના પતિ.
ભક્તિ શું સિદ્ધિ, જ્ઞાન આપજો અતિ.

આ જગમાં તને પેહલા સમરે તમે છો મોટા દેવ.
કરૂણાતારી સહુને આપી કરૂં તમારી સેવ ...જય.
પેહલા કરમાં ફરશી સોહીએ, બીજે મોદીક સાર,
ત્રીજા કરમાં જલકમંડલ, ચોથે કર જપ માલ...જય.
સીંદુર વડના સુંઢાલા તમે, શંકર કેરા તન,
સૌ ભક્તોને ભક્તિ આપો, વસો હમારે મન ...જય
તુજ કૃપાએ ભક્તિ કરીએ, પુરો મનની આશ.
દુંદાલા લંબોદર દાતા, વલ્લભ તમારો દાસ. ...જય.

---

## પદ ૩

પ્રાણુપતિ પરમેશ્વર મારા, સુણીએ અરજી અમારીરે.
અધમઓધારણ પતિતપાવન, દેવ કહે વિસ્તારીરે.
ઝુડ થકી ગજ રાજ ઉગાર્યો, તારી ગુણુકા નારીરે ...પ્રાણુ.
પંચાળીના પટકુળ પુર્યાં, મહેર કરી મોરારીરે,
પ્રહલાદ માટે સ્તંભે પ્રગટ્યા, અસુર લીધો તારીરે. ...પ્રાણુ

રંકા વંકા સજન કસાઇ, મેટ કરી ભય હારીરે.
તેલ કઢા ટાઢી કરી ત્રીકમે, સુધનવાને ઉગાર્યોરે,... : પ્રાણ.
કોઇ ભક્તનાં કષ્ટ હર્યા છે, દયાળીએ લાવીરે.

પદ ૪

ભજ શિવ ઉમીઆપતિ, મુરખ મન ભજ શિવ ઉમીયાપતિ.
તારૂં પાપ ન રે'વે રતિ, તારી કૈલાસ જવાની ગતિ......મુરખ.
સદા શિવની સંગે શોભે, ઉમીઆ સરખા સતી.
અંગ મેલથી ઉપજાવ્યાં ભાઇ, (૨) ઓખાને ગણપતિ......મુરખ.
ભસ્માસુરને વરદાન આપ્યાં શિવ થયા ધેરતી.
મહાદેવજીના વિર્યથકી ભાઇ ઉપજ્યા હનુમાન જતિ .. ...મુરખ.
વાઘે મ્બરના વજર કચ્છોટા, ચંદન ચડતાં અતિ,
જટા મુગટપર ગંગા બીરાજે, ભસ્મ લગાવે અતિ ... ...મુરખ.
બ્રહ્મ, વિશ્નું પાર ન પામે, શેષ ન જાણે રતિ.
કહે "જીવણરામ" કરજોડીને મારી નીર્મળ કરજો મતિ ...મુરખ.

## પદ ૫.

જેણુંરે ગોવીંદરામ-તમને વીસાર્યાં.
તમને વીસાર્યા તે નર ભવોભવ હાર્યા. જેણુ.

તમને વીસારી કવણુ સુખ કીધું.
અમરીત ઢોળી હળાહળ પીધું... ... ...જેણુ.

તમને વીસારી અવરમન મોહયું.
કોડી બદલામાં કંચન ખોયું... ... ...જેણુ.

તમને વીસારી અવર રંગ રાચ્યા.
વંજાના રહી તોરી જનુનીરે માતા.... ...જેણુ.

તમને વીસારી નીદ્રા ભરી સુતો.
ભણુરે નરસૈઓતે નર ભવેભવ [illegible]તો. ...જેણુ.

## પદ ૬.

હે લાલ વારે આવોતો વેલા આવજોરે,
સાથે ત્રીકમ છોગાળાને લાવજોરે... ... ...લાલ.

મધ્ય દરિયામાં વાણીઆનો માલ છે.
લાલ [illegible] ... ...લાલ.

દેવી દેવતાની માનતા બહુ કરી.
કોટી ઉપાયે બેડી મારી ના તરી... ......લાલ.
મેં તો સમરન કર્યું લાલ તાહરૂં.
એ હાવે વહાણ તર્યું છે માહરૂં રે. ... ...લાલ.
વહાણ તરીને કાંઠે આવ્યું.
મહીંથી અડધુ તે સાયલે પહોંચાડયું રે ...લાલ.
ગુજરાત મધ્યેરે એક ગામ છે.
વાણીઆનું ધરમ સીંધ નામ છેરે... ...લાલ.
ગુરૂપ્રતાપે દેવીદાસ બોલીયા.
મારા અંતરના પડદા ખોલ્યારે... ... ...લાલ.

---

## પદ ૭

સામલા સ્નેહી તમે હરિ વેલા આવોરે,
નાગર તો નરસૈયા સારૂ જળની ઝારી લાવોરે... ...સામલા.
જબ જાગ્યા પ્રલ્હાદની વારે, સ્તંભમાં પુર્યો વાસરે,
બાળક જાણી દયા આણી, ઉગાર્યો પ્રલ્હાદરે... ...સામલા.

સુધનવાને બઈ પીતાએ તેલ કઢામાં નાંખ્યોરે.
અમૃત ધારા મેહ વરસાવ્યો, ભક્ત લીધો ઉગારી ...સામલા.
રામા સામા વીશ સુહામાં, [illegible] દર્શન દીધાંરે
નહોતું જાણ્યું નજરે [illegible] [illegible] નકનાકીધારે...સામલા.
પંચાળીના પટકુલ પુર્યાં [illegible] [illegible] ન દીધાંરે.
મીરાંબાઈનું સંકટ જાણી, ઝેર ઉજાળળ પીધારે ...સામલા.
સાંભળો છો ત્યારે સેં નથી આવતા, પ્રીત પુર્વની જાણીરે
રતન બાઈનું રૂપધરીને, પાયુ મહેતાને પાણી... ...સામલા.
મને મારતાં ઓ સાંભળીઆ, મારૂ તે શું જોસેરે.
ભણે નરસૈયો દાસ તમારા વેહૂમાં વપરાસેરે... ...સામલા.

---

## પદ ૮

તારે માથે ઝોપી રહયો છે કાળરે, ઉંઘ તને કેમ આવે.
પાણી પેલી બાંધી લેને પાળરે... ...ઊંઘ
નથી એક ઘડી નીરધારે. ઊંઘ
આતો સ્વપ્ના જેવો સંસારરે. ઊંઘ
અલ્યા એળે ખોયો અવતારરે. ઊંઘ

તારે આવે છે જમનો મારરે. ઊંઘ
તારૂ થાશું થશે ધુળધાણીરે. ઊંઘ
ચાર તોળે છે પ્રભુની ધારરે, ઊંઘ
ફરી આવ્યા છે ગર્ભમાં ઠાવરે. ઊંઘ
મોલ આવેલું થાય ફ્યોલરે. ઊંઘ
જોતાં જોતાં આયુષ્ય ખુટી જાયરે. ઊંઘ
તારા ડાપણમાં લાગી લાયરે. ઊંઘ
કાંઠે આવેલું બુડશે ઝાઝરે. ઊંઘ
તારે કાજે કે છે રૂષીરાજરે. ઊંઘ.

---

## પદ ૯

---

લે લાગીરે લે લાગી રામ સીતા પતિ તારી લે લાગી.
તારા ભજન થકી મારી ભીડ ભાગી— રામ.
ધ્રુવજીને લાગી પ્રલ્હાદને લાગી, નરસીમહેતાની ભીડ ભાગી,
અજ્ઞાની કોટડીમાં ઊંઘ ઘણી આવી, જ્ઞાન વડે જોયું જાગી
ઘરનો ધંધો મને ગમતો નથી કંઈ સાધુસંઘાતે માહ્યીત લાગ્યું
સોળસેં ગોપીનો વાલે સંગ કર્યો છે તોય કહેવાયા બાળબ્રહ્મચારી
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરનાગુણ, તમને ભજીને મારી ભીડભાગી.

---

પદ ૧૦.

કોઇના ખુટાડયાં ન ખુટે, આનંદ છે રે લોલ
ચોર હાકેમ ન લુટે. ,,
ભલે મળો હાથી હોદ્દો ,,
ભલે બંદીખાને બાંધો. ,,
ભલે મળો લુખી ભાજી ,,
ભલે રસોઇઓ તાજી ,,
હાલ મરણથી ન બીવું. ,,
ભલે ક્રોડ વર્ષ જીવું ,,
વેમ બળી થયા વાની ,,
દ્રવ કાળજુ છે ધાની ,,
રૂપી રામ રાજ રાજે. ,,
હવે કામ એજ દીજે. ,,

---

પદ ૧૧.

સુખ છે તમારા ભજનમાં હો સામળીયાજી.
જપતપ તીરથવ્રત ચારે પદારથ.
એતો મારા ગુરૂજીના ચરણમાં હો સામળીયાજી, સુખ.
સારમાં સાર પ્રભુ નામ તમારૂં.
ગુરૂજીએ કહ્યું મારા કરણમાં હો સામળીયાજી સુખ.

પ્રેમ ધરીને મારે મંદીરીએ પધારશ.
જોતા નંહિ કુળ વરણુરે હો સામળીયાજી. સુખ.

બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
અંત સમે રહેજો મારા સરણમાં હો સામળીયાજી. સુખ.

---

પદ ૧૨.

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે.
જેની સુરતા સામળીયાની સાથ વદે વેદ વાણીરે. હરી.

વાલે ઉગાર્યો પ્રલ્હાદ હરણાકંશ માર્યોરે.
વિભિક્ષણને આપ્યું રાજ રાવણને સંહાર્યો રે. હરી.

વાલે અમ્બરીષની ઓલખાણ અવતાર દશ લીધારે
વાલે ગજની કીધી તે સાય, ગરૂડપર હરીઆરે. હરી.

વાલે નરસીમેતાને હાર હાથોહાથ આપ્યારે.
ધ્રુવને આપ્યું અવીચળ રાજ પોતાનો કરી સ્થાપ્યોરે. હરી.

વાલે મીરાંતે બાઇનાં ઝેર હળાહળ પીધારે.
પંચાળીના પુર્યા ચીર, પાંડવ કામ કીધારે રી.

પદ ૧૪

નથી ભજતો તું ગીરધારી, આગળ ગતિશું થશે તારી

સાખી–બાલ્યપણામાં ભુલી ભમ્યો, કીધો ખોટો ગુમાન
માયામાં મુંઝાઇ રહ્યો, ધીક છે અવતાર

દીધી દેહ આ સુંદરસારી, આખર ગતિશી થશે તારી

કીરપા કીધી તુંજને જઠરાગ્નિમાંથી રાખ્યો.
રામ નામ ભુલી ગયો, એક દીન હરી નવ ભાખ્યો.
ગર્ભે દુઃખ મેલ્યું વિસારી આખર ગતિશી થશે તારી—નથી.

તરસ્યા મુઝાઇ તાહરી અમૃતને આરે.
તેને તું ભુલી ગયો, આ સંસારને લારે,
ફજેતી ત્યાં થશે ભારી, આખર ગતિ શી થશે તારી—નથી.

માતા પીતા સુત બંધવો, કોઇ ન આવે કામ.
અંતે જવું એકલાં, સમરને શ્રી રામ.
શીખામણ માનજો મારી, આખર ગતિ શી થશે તારી—નથી.

દેવીદાસ કહે હરી ભજન વિના અંતે તે પસ્તાશે.
આજકાલ કરતા પ્રાણી આયુષ તારૂં જાશે.
હરી નામ લે તું સંભારી, આખર ગતિ શી થશે તારી—નથી.

## પદ ૧૪

પાટળીઆ પાલવ મેલો, ભીંગાળા છેડા મેલો
અલબેલા અળગા રો'નીરે—પાયે પડું છું.

વાલાજી મારા મહીંની મુટુકી મારી ફુટી,
કંઇ મોતન માળા તુટીરે—પાયે પડું છું.

વાલાજી મારા કંસનું રાજ નથી રૂડું;
કોઇ જઇને કહેશે કુડું રે--પાયે પડું છું.

વાલાજી મારા ઝગડો આજો નવ કીજે;
તને દાણ તે શાનું દીજે રે--પાયે પડું છું.

વાલાજી મારા દયાનો પ્રીતમ સોહાગી;
મને તારી માયા લાગીરે--પાયે પડું છું.

---

## પદ ૧૫.

આવ્યા છે ગોકુળ તારવા છબીલા કાન આવ્યાછે ગોકુલ તારવા.
દેવકીજીને ઉદર અવતર્યા નંદ ઘેર ગૌધન ચારવા-છબીલા.

મારીરે પુતનાના પ્રાણુજ સોસવા,
મામા તે કંસને મારવા છબીલા
ટચલી આંગળીએ વાલે ગોવરધન તોળ્યો,
દૈતોના માન ઉતારવા છબીલા
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શીરોમણુ,
ભૂમિનો ભાર ઉતારવા છબીલા

---

## પદ ૧૬

બાઈ શુંરે થયું વૃજનારને રે.
મહીં સાટે વેચેછે મોરારનેરે.
ગોપી પ્રેમે મંદીરમાંથી નીકળીરે.
એના મહીંડાની શુદ્ધબુદ્ધ વીસરી રે. બાઈ
કાંક કામણુ થયું છે એને વાટમાં રે.
મોહનજી બીરાજે મહીંના માટમાં રે, બાઈ.
ગોપી રસબસ થઇ છે એના અંગમાંરે.
બહુ ઉછરંગ વાધ્યો છે એના અંગમાંરે બાઈ.
નરભેરામના સ્વામી એને ઓળખે રે.
મેલો મેલો સંસારીઓના ડોળને રે. બાઈ.

---

પદ ૧૭

પેલી મનમાં માયા વળગીરે, સુખ રહ્યું છે સમજણમાં
સંપતમાં બુદ્ધિ સળગેરે ,,
ગેરૂ પણ બટો લગાડેરે. ,,
બાધડી નરકમાં પાડેરે, ,,
ચંચળ પણ નરકે ચાલે રે ,,
જળ જમના મારગ જાલેરે ,,
કાંઇ પંડીત પાપી પુરારે ,,
મુરખ છળમાં ડુસરારે ,,
ઘરબારી પણ ગોઝારારે ,,
પેલા ભેખ સરપના ભારારે ,,
કાંઇ ભુપતિજનને ભેટેરે ,,
પેલા ભીખારી જમ પુરી વેઠેરે ,,
રૂષિરાજ ગુરૂ ગમ રેણીરે ,,
એતો સંકટ ઉપર સેણીરે ,,

પદ ૧૮

ના વિસારસોરે રૂડા રૂદીઆમેના રામ
મારી કાયા વિશ્રામ ના.
ફરતાંને વળી ફરતાં પ્રાણી કરતાં ઘરનું કામ
ઝબલકડીરે તને હરીગુણ ગાતાં શું બેસેછે દામ —ના

ચરણ આપ્યા ચાલવા [illegible] આપ્યા કાન
નયન આપ્યા હરિ નીરખવા, તું નીરખ સુંદીરશ્યામ   ના૦

વારે વારે કહું છું પ્રાણી તનમાં મોટી ભુલ
મહાપદાર્થ મનખો પામ્યો, ન મળે મોંઘુ મૂળ   ના૦

સગાં સ્નેહી સુખનાં બેલી, દુઃખે ન આવે કોય
થનાર હોય તેમ થયારે કરશે હરિ કરે તે હોય   ના૦

રામદાસ કહે રામને ભજતાં નરનારી એક ધામ
અડધે વચને ગુણકા તારી ને આવ્યા વૈમાન   ના૦

---

### પદ. ૧૯

સુન્દીર સામળીઆ, નામ જપીશ નિત્ય તારૂં,
મનહર ના મળીઆ કાશી કરવત ધારૂં—સુન્દીર.

શામળા શણગાર હમારા, વિનવે કરગરી દીનદારા
દર્શ દયો દિલદાર તમારા, ક્યાંહું કહું દુઃખ મારૂં—સુ૦

આસપાસ નહિ વાસ નિહાળું, આહાહા! ત્રિભુવન ભાસતું કાળું
જઇ હિમાચળ ગાત્રજ ગાળું સાક્ષી દેવદમાળુ—સુ૦

---

પદ ૨૦

નથી જગતમાં સાથ સંબંધી. વિના શ્રીભુવન નાથ.
શું ફોગટ ફાંફાં મારે મુરખડા, ભરે આભથી બાથ-નથી

સાખી { કમળ પત્રપર જળ બિન્દુને સુકાતાં શી વાર
આવજુની જળ ભારી વાદળીઓ, વિખરાતાં શી વર

જીવ તારે સમજવું તેવું આખર નહિ લેવું દેવું.
જીવ જાવું છે ખાલી હાથ અંતમાં પાપ પુણ્ય સંગાત-નથી

સાખી { પંથી જીવ પામી ગયો, ભવગઢ નગર મોંઝાર
સોદાગર સમજી જઇ, કરો પુણ્ય તણો વેપાર-નથી.

---

પદ ૨૧

મુને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હરતા; ટેક.
વાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો વાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ.
વાલાજી મારા કાળીનાગે તે ફંદ કીધો લટકારે નાથી લીધો રામ.
વાલાજી મારા કંસ હતો બહુ હુંકારી, મોહનજીએ નાંખ્યો મારીરામ.
વાલાજી મારા તાંદુલ સુદામાના લીધા, એના મહેલ કનકના કીધારામ
વાલાજી મારા કુબજાનું ચંદન લીધું, એનુ રૂપ અનુપમ કીધુ રામ.
વાલાજી મારા પંચાળી સભામાં પોકારે, ચીરપુરણ પુર્યા મોરારીરામ
વાલાજી મારા જનસાગરના છો ત્રાતા, પીંગળના પ્રાણજ પ્યારા રામ

### પદ ૨૨

કંઇક કરમનો કરનારો હું શરણ તમારે આવ્યો રે
મહા તે જાળમાં બાંધીને નાખ્યો, હરિ હવે છોડાવોરે—કંઇક

પાપ કરતાં પાછું ન જોયું, હરિનું નામ હું ભુલ્યોરે
દુરિજનની મેં ગત કીધી, ભોંયરામાં ડુલ્યોરે.—કંઇક

અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધો વાસરે
લક્ષ ચોરાશીના ફેરા ફરીને, કરે મુક્તિની આસરે—કંઇક

સોનુંને રૂપુ જંતર મંતર તંતર મારે તું છું રે
આ દુનીયામાં નથીજ ગમતું મળવા આતુર હું છું રે.

નામ તણો મહીમાં મોટો છે, કાંક કદાપી નર તાર્યારે
એવું જાણીને દાસ કલ્યાણ. પ્રેમે પ્રભુ પોકાર્યારે—કંઇક

---

### પદ ૨૩

ગોવીંદરામ હરે, ભજો ભાઇ ગોવીંદરામ હરે.
ગોવીંદ ગોવીંદ જપીલે પ્રાણી. ભવસાગર તું તરે. ભજો.
સ્મરણ કરતાં સામ સુંદરનું, કાજ તારાં સહુ સરે. ભજો.
મોહ માયામાં મમત કરીને, ફોગટ ફુલ્યો શું ફરે. ભજો.
માત પીતા સુત દારાને ભગની, સ્વાર્થે રે ધરે ન ભજો.

સગુ સંબંધી કોઇ નથી તારૂ, શીદ કુટાઇ મરે. ભજો.
પળપળનો હીસાબ હરિ લેશે, ત્યારે કાયા થરથર કંપે. ભજો.
પાછળથી પસ્તાવુ રે પડશે, માન મારૂં છુ ખરે. ભજો.
મણીરામ ચીત ચેતી જોને, શીદ પાપે પેટ ભરે. ભજો.

---

## પદ ૨૪

પ્રાણી ભજી લેને શ્રીરામ, નહિતો વણસે સઘળુ કામ--પ્રા૦
નિશ્ચે કામજ વણસે ભાઇ, ના લેવાય રામનામ
સમજી મમતા દુર કરીને, ભજીલે સુંદર સ્વામ--પ્રા૦
રામ નામને ચોર ન લુંટે, ના બેસે કંઇ દામ
મજલ ચાલવી નથી મન મારા, હલાવ જીભનું ચામ--પ્રા૦
વેળા વીરા વહી જાય છે; હરી બેસતુ ઠામ
રામ નામનો ઠામ કરી લે, મુકી બીજુ નામ--પ્રા૦
અંતે ભાઇ પસ્તાવું પડશે, ચાળા નજે નહિ લામ
ઠેયાં છોકરાં છતના બેલી; સંગે ના આવે ભામ--પ્રા૦
રામ નામ એક સંગે આવશે, સમજ સમજ ગુલામ
રામ નામથી કામજ સરસે. પામશો પ્રભુનું ધામ--પ્રા૦
જુઠી માયા કરે રામની, સત્ય મારગમાં જાય
કહ્યું માનજે કલ્પના કરીને, શીખ દેવું મણીરામ--પ્રા૦

---

## પદ ૨૫

નામ નારાયણનું કેમ ભુલે, સમજ સમજ મન મારારે
વીચારી લો વહાલા દીલમાં, જનુની ગર્ભની વાતરે
એ અવસર કેમ ચુકયો ભાઇ, સમરોને જુગ તાતરે  ના.
રેલા ગર્ભમાં કહેતો ગોવીંદને. જુઓ જરા રંક સામુરે
જન્મ આપો ભુતકાળમાં ભજુ હું; અધો સુખે કષ્ટ પામુરે  ના.
દયા કરી તવ દામોદરજી, આપ્યો તને અવતારરે
તે હરિને કેમ ભુલે જીવડા, સમજ સમજ ગમારરે.  ના.
અવતાર સવળો એળે કાઢે, મીથ્યા માયામાં ફસાઇરે
આવી અચાનક કાળ પકડશે, પછી પસ્તાશો ભાઇરે.  ના.
અમુલ્ય અવસર ગયો ન આવે, વેદ તણી વાચારે
ચેતચેત મણીરામ તું ચિત્તમાં, સમર ઇષ્ટ દેવ સાચારે.  ના.

---

## પદ ૨૬

મોરલી વાગી મને રામનામ લે લાગી
બંસરી વાગી મને રામનામ લે લાગી
સતગુરૂ શબ્દ તણી ચોટ વાગી
માયા મોહ નીદ્રાથી જાગી
દીલથી દુરમતિ સહુ ત્યાગી

લગી લાઇ આધી મને મુરલી૦
મનકું સતગુરૂ સાથે મોયું
સુરતા ચીતવા ચીત પરોયું
ઊંડતુ આપ તપાસી જોયું
ભ્રમના ભાગી મને મુરલી૦
સતગુરૂ અખંડ એક અવીનાશી
સર્વ અનીય સબંગા વાશી
ગંગા જમુના નહી જાવું કાશી
ભયા અનુંરાગી મને મુરલી૦
મલીઆ સુરજરામ સતગુરૂજી
જીનકી પરમારથ પર મરજી
ચરણે ધરમદાસ ગીરજી રે મને મુરલી૦

---

પદ ૨૭

નારાયણનું નામ જપી લો, ભાવે ભાઇ સંસારીરે.
નામ નારાયણનું દુર્લભ છે, જાણુ જંજારી જીવરે.
એવા માયામાં શીદ ખાય છે, રટ રાધાવર રામરે. નારા૦
એવે પ્રહ્લાદે પ્રભુને ભજીઆ, કારજ તેના સરીયારે.
ધ્રુવે ધ્યાન ધર્યુ બાળપણમાં મોહન તેને મલ્યારે. નારા૦

ગ્રાહ ગજનો ગુમાવ્યો. સાહાય સામળીએ કીધી.રે
દુર્લભ નામ છે દામોદરનું, ભવસાગરને તરવારે. નારા૦
માટે ભજો ભવતારણને ભાઇ, કુકર્મો કોટીક હરવારે.
નારાયણનું નામજ લેતાં, દુઃખ દરિદ્ર જાશેરે. નારા૦

---

પદ ૨૮

એવો અપરાધી કોણ છેરે; જેને ભજન ના ભાવેરે
ભક્તિ મુકીને ભુતળપર રહે છે, જેમ ગર્ધવપર ગુણ છેરે
નિર્મળ નયન જેભ પ્રભુના નરખ્યા, જેના નેત્રમાં રહી લુણ છેરે
મારૂ મારૂ કરતો ને મમતમાં ફરતો, મરવું એતો નીરધાર છેરે
પ્રીતમ પ્રભુજીના ભજન વિના, ઉજડ આઠે પહોરછેરે

---

પદ ૨૯

ઓચીંતો વેરાગ જેને આવ્યોરે,
ગુરૂએ માયાનો ફંદ છેડાવ્યોરે, ઓચીંતો
વેરાગ આવ્યો છે ગોપીચંદને રે,
જુઠો જાણ્યો જગતના ફંદને રે. ઓચીંતો
વેરાગ આવ્યો છે રાજા ભરતને રે,
છોડી આશ્યા હેમના ગ્રથને રે. ઓચીંતો

વેરાગ આવ્યો છે મુગલ પઠાનને રે,
ઘોડા છોડી આવ્યો ધમસાનમાં રે. ઓચીંતો
વેરાગ આવ્યો છે ગંગાદાસને રે,
છોડી ચાલ્યા પુત્ર પરિવારને રે. ઓચીંતો
કહે ભોજલ ભજો ભગવાનને રે,
છોડી દેવ તમે અભીમાનને રે. ઓચીંતો

---

પદ ૩૭

તમે આનંદે આવોરે જીવણ જમવાને
અસલોદીક લાવોરે નટવર નાવાનો
પીતાંબર લાવોરે પ્રેમે પહેરવાને
છ પાક બનાવ્યારે જીવણ જમવાને
ખાજા ને લાડુરે ઘેબર ઘીના છે
પકવાન પતાસાંરે :સઉ મીસરીનાં છે
ચાખડીએ ચડીનેરે આવ્યા અંતરજામી
કંચનના બાજઠરે બેઠા બહુ નામી
કેરાં કરમદડાંરે પાપડ પુરણ છે
સોનાની થાળીરે રૂપાની જાલી
જમવાને બેઠારે વીઠલ વનમાલી

જમતા મુખતીરખુરે તપે મારી બીડબાંગી
વાવલીઆ ઢાળુરે આનંદમાં જાગી
પાનના બીડારે અવડાવું આમાં
લવેંગ સોપારી એલચીએ વામાં
કંકુને કેસરરે કંચન થાળ ભર્યાં
મહેતા નરસીના સ્વામીરે પુંજુ પ્રેમ ધરી

---

## થાળ ૩૧

જમો જમોને જુગદાધાર, જુગતે જમાડુ
સામળીઆ શ્રી ભગવાન, રંગમાં રમાડુ
મેતો કાડે ઓસાવ્યો કુર, કપુરે વસી
સીરાવોને સાકર દુધ, હરિની હું દાસી
મારા ઘેર ઘરાઉ ઘી ભરી છે વાડી
હું દારીસ મારા હાથ, જીવણ જમાડી
બેસો બેસોને મંદીરમાંય, છોગલા છોડીને
મારે નથીજ કોઈનું કામ, કામ તમારૂં છે
મારે તમ પ્રતાપે સામ, સર્વે સારૂં છે

નરસૈયાના ઠાકોર સાથ. મનડું મોહયું છે.
સામળીઓ શ્રી ભગવાન સામુ જોયું છે.

---

## થાળ ૩૨.

ભાવતાં ભોજન કીજીએ, પકવાન મીઠાઇ
પેંડા પતાસાંને પુરીઓ, સુખડી સુખ દાઇ
માલપુડા ગળી વેડમી. રૂચી આવે તે લેજો
આદા બીલીનાં આથણાં પાપડ પુનેમના ચંદ્ર
સીતળ જળ જુમના તણા પ્રભુ પ્રીતેથી પીજો
બીડી બનાવું પાનની લક્ષ્મીવર લેજો
પ્રીતમના સ્વામી સામળા નીત્ય દર્શન દેજો

---

## પદ ૩૩.

રણછોડ રંગી હું કરૂં તમારી બંદગી
રણછોડ રંગી મારા જનમો જનમના સંગી
રણછોડ રૈવા હું કરૂં તમારી સેવા
રણછોડરાયા તમે દ્વારકામાંથી આવ્યા
રણછોડ રસીયા મારા રહ્દય કમળમાં વસ્યા

## પદ ૩૪.

જોગીંદ્ર પણ રે શીવજી તમારૂં મેં જાણ્યું
જટામાં ઘાલીને રત્ન આ કયાંથી આણ્યું  જો.
પીળી પીળી પટોળીને અંગના છે ગોરી
હવે છીદ છાની રાખો છતી થઇ છે ચોરી  જો.
ભોળા ભોળા શંભુ તમને વિશ્વ વખાણે
દીલની વાતો તમારી કોઇ નવ જાણે  જો.
અંગે ભભુતિ વાળ્યો આખો વાંક
આવી આવી બોલીએ કોઇ પાણી નહી પાઇ ટાંક  જો.
એ.ળ પડાતો શીવજી જટાયો છોડાવું
નીસરે જો નારી તો કદી ના બોલાવું  જો.
પોઢીએ પલાણ્યા શંભુ કોટે કાળા નાગ
આકળાના ઝુપડામાં શોક માગે ભાગ  જો.
આકળો ધંતુરો શીવજી વિજયાના ભોગી
નરસઇયાના સ્વામી તમે છો જુના જોગી  જો.

---

## પદ ૩૫

ફર સમરણ કીરતારનું રે કાયા છે ત્યાં સુધી
જતન કર્યું જઠરામાં જેણે તારો દેહ રચ્યો છે તેણે

ણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે—કાયા—કર.
ત્સવ થયા પહેલાં પય કીધું માતાના સ્તનમાં રચી દીધું
તેણે કારજ સીધું તારા હાડનુંરે—કાયા—કર
ાંત દીધા તને ચાવણું ચાવવા અન્ન સરજ્યું ઉદર ભરવા
ર દીધા તને કરવા કારજ વહેવારનું રે—કાયા—કર.
ાન નેત્ર કીધાં છે કેવા સરવે અંગે અમુલખ એવાં
અંતઃકરણ કીધાં છે વીવીધ વિચારનાં રે—કાયા—કર.
સુર દુર્લભ મુનષા દેહ પામી લંપટ ના થવું લુણ હરામી
કહે છોટમ સરણુ ગ્રહી લે સરજનહારનું રે—કાયા—કર.

---

પદ ૩૬.

l વેણુ વાયછેરે હો વનમાં, તેનો વેહ વાધ્યે મારા તનમાં
તડામાં ચટપટીરે હો લાગી, સુતી સેજોમાં જબકીને જાગી
બન જવાળારે હો લાગી, હું યો જીવણ જોવા ભાગી
જુ હમારી છે હો ખોટી, નણુદલ નાનીરે હો મોટી
ે મરી જેઠાણીરે હો જાણે, જઇ સંભળાવે પીયુને ટાણે
ીયાજી આવજોરે હો રાતે, મોકી તારા મોરીયાને ભાતે
ીરીઆમાં દીવડારે હો મેલી, કમલાં ભરજોરે હો હળવા
ખન સોપ્યું અંતર જામી ગોપીઓ આનંદ સુખડાં પામી
સ મીઠાનારે હો સ્વામી, વેલા આવે મરૂડા ગામી

## પદ ૩૭

જય જય નારાયણ પરમેશ, તું ચરણ તમારે શેષ
જય જય નારાયણ માબાપ, ટાળો ભક્તને કે પરિતાપ
ધન ધન શબરીબાઈનાં બોર, ભાવે ખાધાં નંદકીશોર
જય જય દ્વારકાં વાશી ઠાકોર કીધું છે કાશી
સાગર ગોમતી નહાઈએ તેના ચરણામૃત લઈએ
ધન ધન ગંગાબાઈને વારી સત્વા વાલ થયા વનમાળી
ગળામાં મોતનકી માળા નાગર નટવરજી લાલા
જે જે નર્મદા માઈયાં જે ગંગા જમના માઈયાં
હર હર મહાદેવ શંભુ કે હર હર મહાદેવ યોગી

---

## પદ ૩૮.

કેતે ગયે જનમાર ભજન વિના કેતે ગયે જનમાર
પરભાતે ઉઠી નાવત ધોવત. ધોત કરત આચાર —ભજન.
માળારે છાપ તીલક બનાવે, ઠગ ખાયો સંસાર —ભજન.
ધ્યા ધરમનો મુલ ન જાણ્યો એસોએ પ્રીત ચંડાળ —ભજન.
સૂરદાસ કહે પ્રભુ તમારા ભજન વીના પડશે નરકે દ્વાર ભજન.

કાયકુ દેહ ધરી ભજન બીના, કાયકુ દેહ ધરી.
ગર્ભવાસમાં તે ભક્તિ કબુલી, બહાર કાઢ્યો શ્રી હરી–ભજન
કોલ લઈને તુંતો બહાર નીકલ્યો, પીછેથી બુદ્ધિ ફરી–ભજન
સુરદાસ કહે પ્રભુ તમારા ભજન વીના, જનુની ભારે મારી–ભજન

---

પદ ૪૦

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો.
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી.
હુંતો બની બેઠો બાવો બાવોરે દયાળુ દેવા
આંખ વિનાનું સંકટ આવું, ખાડામાં હું ગોથાં ખાવું,
ત્યારે અવિનાશી આવો આવોરે દયાળુ દેવા.
કોઈ કહે લાલ લીલુ, આ ધોળું ને આ પીળું,
મારે મન સઘળું કાળુ કાળુરે દયાળુ દેવા.

---

પદ ૪૧

કાલા જલ જલ માંહિ લાગીરે લગ લીલા ત્યાગા
હારી મહારાજ । ।.

પ્યારી છબી શામની, સ્થાપી ઘટ ઘરમાં મેતો,
એને હાથે છે મારી લાજ' વન્દ્રાવનમાં ફરતા ધરતા
આ...આ...વાલા.

હૈડે નીત્ય હૈત ધારી, બન્ધું હળધરના હું તો;
સેવું છોરી બીજા કાજ, વન્દ્રાવનણું ફરતા; વરતા, ધરતા
આ...આ...વાલા.

# જરૂર વાંચો અને વંચાવો

કોઇ પણ જાતના કાગળ તથા સ્ટેશનરી ક્યાંથી ખરીદશો ? વળી ક્યાંથી દેશાઇ બજારવાળી દુકાનેથી બુકસેલર દેશાઇ બ્રધર્સ એન્ડ કું. ની દુકાનેથી કારણ એ કે એ દુકાને ભાવ વ્યાજબી માલ ખાત્રી લાયક મલે છે. માટે ત્યાંથીજ ખરીદી કરીશું.

મહેરબાન,

## બાનુઓ અને ગ્રહસ્થો.

મન પસંદ વાંચવા લાયક નોવેલો તરેહવાર જાતની વાંચવાની વારતાની ચોપડીઓ જુદી જુદી જાતના નોટપેપરો, તરેહવાર હલકા ભારી કવરો દરેક જાતની પેનસીલો અને ખીશાબુકો મનપસંદ ખીસામાં રાખવા લાયક પાકીટો રાજશ ચાપુઓ તમામ જાતના પુસ્તકો સ્કુલ પયોગી ઉરદુ ઇંગ્લીસ ગુજરાતી ચોપડીઓ તરહેવાર નાટકો કીસ્સાઓ ભજનોની ચોપડીઓ અને દરેક જાતની પરચુરણ રકમો પાકા પુઠાની બુકો એટલુંજ નહિ પણ મોઢે માગયો સુંદર અને સસતો સામાન કયાંથી ખરીદી કરયો વળી કયાંથી શું નીચેથી.

**ભાઇલાલ છગનલાલ** ઠે૦ દેસાઇ બજાર—**ભરૂચ.**

# જાહેર ખબર.

## વાંચો અને મીત્રમંડળમાં વંચાવો.

નીચેના વાર્તાઓના વાંચવા લાયક પુસ્તકોનો જથ્થો આવી પહોંચ્યો છે માટે જોઈએ તો નીચેને શરનામેથી રોકડી કીંમતે અથવા વી. પી.થી પણ મોકલી આપીશું.

| | |
|---|---|
| કાવ્ય દોહન ભાગ ૧-૨-૩-૪-૫ | ૧-૦-૦ |
| દયારામ કૃત કાવ્યો ભાગ ૧-૨-૩-૪-૫ | ૧-૦-૦ |
| અખાની વાણી અને ગગવીનોદ | ૧-૦-૦ |
| છોટમ કૃત કીર્તનમાળા ભાગ ૧-૨-૩ | ૦-૧૨-૦ |
| મોક્ષમાળા ભાગ ૧થી બાર | ૦-૮-૦ |
| જ્ઞાન ઉપદેશ | ૦-૨-૦ |
| ભજન સાગર | ૦-૪-૦ |
| ભક્ત શીરોમણી | ૦-૪ |
| ભજન ભંડાર | ૦-૬- |
| કબીરના ભજન | ૦-૨ |
| કબીરની સાખી | ૦-૨ |
| પારસમણી ભજન સંગ્રહ | ૦-૬ |

ઉપરની ચોપડીઓ હમારે ત્યાં હમેશ મળશે.

**બુકસેલર—બાઇલાલ છગનલાલ**

**ઠે૦ દેસાઈ બજાર—ભરૂચ.**